॥ ॐ श्री ॥ श्री नृसिंहाय नमः ॥ हरिः ॐ ॥

શ્રીમહાજ્યોતિ:ચક્ર.... પરિવર્તન પહેલું

# દયાનંદ-દંભદર્પણ.



(આર્યસમાજના મહર્ષિ શ્રી દયાનંદજીના સત્યાર્થ-
પ્રકાશ, સંસ્કારવિધિ અને યજુર્વેદભાષ્ય વગેરે
ગ્રંથોમાં તરી આવતા છળવાદ વેદવિરુદ્ધ
વાતો અને મિથ્યાત્વનું પ્રદર્શન

પ્રયોજક અને પ્રકાશક.

શા. હિંમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા

ટંકશાલ સામે ખજુરીની પોળ, અમદાવાદ.

પ્રવર્તકઃ—શ્રીમહાજ્યોતિ કાર્યાલય- અમદાવાદ

પ્રથમાવૃત્તિ-૨૦૦૦ પ્રત.-વિક્રમ સંવત ૧૯૭૧, ઈ. સ. ૧૯૧૫

કિંમત ત્રણ પાઈ—પોસ્ટેજ જુદું કવરમાં બે આનાની
ટીકીટ બીડનારાને છ નકલો ઘેર બેઠે મળશે, સામટી ૧૦૦
નો રૂ. ૧। અને એક હજારના રૂ. ૧૨। લેવાય છે,
સ્ટેશનનું નામ લખી રેલ્વે પારસલ મંગાવવું.

અમદાવાદ ટંકશાળમાં શ્રી જીવન પ્રીન્ટીંગ પ્રેસ કં. લી.
માં મોતીલાલ સામળદાસે છાપ્યું. તા ૧૭-૬-૧૯૧૫

# પ્રસ્તાવના—અને સૂચના.

આર્યસમાજ તેમના સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીને મહર્ષિ માને છે, અને વેદધર્મોદ્ધાર તથા ગૌરક્ષાનાં અને વેદભાષ્યનાં ભારે કામ કરી તેમણે દેશહિત કર્યાની મોટી ડાંગો મારે છે, તથા તેમના સ્વામીજીએ રચેલા સત્યાર્થપ્રકાશઃ અને સંસ્કારવિધિ વગેરે ગ્રન્થો માન્ય ગણે છે. પરંતુ પોતાનો ખોટી રીતે સનાતન વૈદિક ધર્મ જણાવી આર્ય કહેવડાવી વેદપ્રચારની હિમાયત કરનારા એ આર્યો આચારવિચાર અને પ્રકૃતિ વાસ્તવમાં કેવા છે, અને તેઓ ઉપર ઉપરથી દેખાડા કરવાને ખોટા ડોળ રાખી કેવો વેશ ભજવે છે, એ ભોળા અને ભલા મનુષ્યો નહિ સમજતા હોવાથી ભ્રમમાં પડી કંચનને છોડી કપ કથીરને ગ્રહે છે અને તેથી જે ધર્મ-વિપ્લવ અને અનર્થ થઇ રહ્યો છે, તેથી હવે ચેતતા રહી સાધારણ માણસોને તેનું ભાન કરાવી સાવધ કરવાની અનિવાર્ય જરૂર જણાય છે. પણ દુ:ખની વાત એ છે કે હાલના મિથ્યા સભ્યતાના જમાનામાં જનસમાજનો સુધરેલો અને આગળ પડતો આગેવાનો અને શાણામાં ગણાતા મોટા લોકોનો મોટા ભાગ સભ્યમન્ય હોઇ દરેક બાબતમાં, સભ્યતા, સમાધાની અને સલાહસંપ જાળવવાની ખોટી કાળજી રાખતો વધારે જણાય છે. આવી ખોટી સભ્યમન્યતાએજ જનસમાજને આડે માર્ગે ચડાવી ભ્રમણામાં ભટકાવવાનો ધંધો માંડ્યોછે.

આર્યસમાજ અને તેમના મહર્ષિ દયાનંદની જે વાહવાહ બોલાય છે, અને દયાનંદીઓ તેથી હરખાઇ જઇ ફુલીને ફાળકા થાય છે,

શાસ્ત્રાર્થ-શ્રી મહાજ્યોતિઃ કાર્યાલયમાં મળે છે.

તથા સનાતન વૈદિક ધર્મનો પ્રચાર કરવા માટે અને દેશને સદ્ધર્મનું પાન કરાવવાને સારૂ લોકોપકારક વેદપ્રચાર ફંડમાં તથા ગુરુકુલ વિદ્યાલયના ફંડમાં લોકો પાસેથી મદદ માગે છે. હવે જોવાનું એ છે કે વાસ્તવિક રીતે તેમનાં કાર્યો લોકોપકારક છે કે નહિ ! આ શંકાના સમાધાન અને પ્રશ્નના નિરાકરણ માટે આપણે આર્યસમાજીઓના મહર્ષિ દયાનંદના વિચારો અને કૃત્યો જોવાં જોઇએ. દયાનંદ હયાત હોત તો આ સવાલનો ઘણી સારી રીતે નિકાલ થઇ જાત, પણ તેનો તો દેહાન્ત થઇ ગયો છે. તેથી દયાનંદકૃત ગ્રંથોમાં શું શું કહેલું છે તે જોવા વિચારવા અને સમજવાથી સહજમાં એ શંકાનું સમાધાન થઈ શકે તેમ છે. શ્રાદ્ધ, મૂર્તિપૂજા, જ્ઞાતિબન્ધન-જાતિભેદ વગેરે કેટલીક બાબતોને દયાનંદ અને તેની આર્યસમાજ માનતી નથી; છતાપિ પ્રજાવર્ગને એવુ તો ખોટુ સમજાવવામાં આવ્યું છે અને આવે છે કે—"દયાનંદ એક સમર્થ યોગી, વિદ્વાન, જ્ઞાની, ગોરક્ષક અને દેશહિતૈષી, નૈષ્ઠિક બ્રહ્મચારી, પ્રખર વક્તા અને સારા લેખક હતા." આવી માન્યતા ગતાનુગતિક ન્યાયે મારી પણ કંઇક હતી, પરંતુ મૂર્તિપૂજાખંડન, શ્રાદ્ધનિષેધ તથા પુનર્લગ્ન અને નિયોગપ્રસારક તેમની પ્રવૃત્તિ મને બિલકુલ પસંદ નહિ પડવાથી મારી માન્યતામાં ફેર પડવા લાગ્યો. અને મુરાદાબાદનિવાસી પંડિતવર્ય શ્રી જ્વાલાપ્રસાદ મિશ્ર, પંડિત રામસ્વરૂપ શર્મા, લાલા જગન્નાથદાસ તથા ઇટાવાનિવાસી પંડિત ભીમસેનશર્મા વગેરે સુપ્રસિદ્ધ અને સમર્થ સનાતની વિદ્વાનો અને શાસ્ત્રીઓના લેખ વાંચવામાં આવ્યા અને બધું પોગળ જણાયુ; ત્યારથી દયાનંદ અને તેની સમાજ ઉપર મને તિરસ્કાર આવ્યો અને તેમની લોકવંચના અને ધાંધલીયા પ્રવૃત્તિથી થતી ભારે હાનિનુ મને ભાન થયું. શાસ્ત્રાર્થ અને આર્યસમાજનો જય એ તો જાણે સમાજી પત્રો અને પંડિતોને લખવાં તથા બોલવાં સહેલાં અને

સોંધાંઅપરાંજ થઈ પડયા છે, પણ કોઈ ઠેકાણે સીધી રીતે સામા આવી વ્યવસ્થાપૂર્વક આર્યસમાજ તરફથી શાસ્ત્રાર્થ થયો હોય અને તેમાં સમાજનો જય થયો હોય, એ તો આકાશ કુસુમવતજ છે.

'દયાનંદ-જીવનચરિત્ર' ઉર્દુમાં દલપતરાય સંકલિત છે, તેમાં પાને ૫૮, ૫૯ તથા ૬૦ મે લખેલું છે કે:—દુર્ભાગ્યે અહીં મને એક મોટી એબ લાગી ગઇ—મને ભાગ પીવાની આદત પડી ગઇ. કોઇ કોઇવાર એથી હું સર્વથા બેહોશ થઇ જતો હતો. તે એટલે સુધી કે ભાંગની નીશામા મહોન્મત્ત અને બેહોશ થઇ આખી રાત કાઢી બેઠો હતો, સવારે એક સ્ત્રીએ મને દહીં આપ્યું તે હું ખાઇ ગયો, દહીં બહુ ખાટું હતું તેથી ભાંગની કેફ ઉતારવાની એક સારી દવા થઇ પડી." આગલે દીવસે ભાગ પીધેલી તે બીજે દહાડે દહીં ખાધું ત્યારે નિશો ઉતરવાથી ભાનમા આવ્યા; આવી રીતે ભાંગની નીશામા બહુધા બેભાન થઇ જનારાની બુદ્ધિ ભ્રાંતિથી અને દ્વેષાગ્નની પ્રેરણાથી કેવા અનર્થ કરી બેઠી હશે, તે વિચારવાનને સ્પષ્ટ સમજાય તેમ છે. વળી એજ જીવનચરિત્રના પાને ૨૭ મે દયાનંદ કહે છે કે—"મને પૂરેપૂરો નિશ્ચય થઇ ગયો કે બ્રહ્મ હુંજ છું." વળી પાને ૩૭-૩૮ મે લેખ છે કે:—જે લોકોને પોતાની નજરે ગોવધ કરતાં અને ગોમાસ ખાતા જોયા હતા, તેમની પાસેથી સીધું વગેરે લઇને પોતાના બ્રહ્મચારી પાસે રંધાવીને સ્વામીજીએ ખાધુ. પાને ૬૪-૬૫ મે લખેલું છે કે:—"હુ એક ભયંકર જંગામાં ઘુસી ગયો અને એક ઝાડ નીચે પડી રહ્યો, ત્યાં બે પહાડીઓ મને પોતાની ઝુપડીમાં તેડી જવા માટે પોતાના એક સરદાર સાથે આવ્યા, પરંતુ તે બધા મૂર્ત્તિપૂજક હોવાથી તેમના ભોજનાદિ સત્કારનો મેં સ્વીકાર કર્યો નહિ." વાહરે સત્કાર અને તિરસ્કારનો વિવેક અને

વિચાર રાખનાર મહર્ષિજી ! ! ગોઘાતક અને ગોમાંસભક્ષક લોકોનું અન્ન સંન્યાસીને ખપે નહિ, તે લેવા અને ખાવામાં બાધ ગણ્યો નહિ, અને મુશ્કેલીના વખતમાં પ્રેમપૂર્વક આદરસત્કાર કરનારા મૂર્તિપૂજક હોવાથી તેમનો અનાદર કરવામાં આવ્યો; એ તો ખરેખર બુદ્ધિની ભ્રાંતિનો અંધકાર અને દેવાગ્નિની પ્રેરણાનો ચમત્કાર જ છે!!!

હવે એ પણ ધ્યાનમાં રાખવું જોઇયે કે સ્વામીજી મૂર્તિપૂજક માતાપિતાના રજવીર્યથી પેદા થયા, પોતે મૂર્તિપૂજકોના અન્નજળ અને વસ્ત્રાદિથી પોષાઇ—ઉછરી મોટા થયા અને મોટી કાયા પણ તેથીજ વધી; બળબુદ્ધિ તથા વિદ્યાજ્ઞાનને ગ્રહણ અને ધારણ કરનારાં પરમાણુઓ પણ તેવાંજ તત્ત્વોમાંથી રચાયાં, એટલુંજ નહિ પણ આર્યસમાજ ઉભી કરતા સુધી પોતેશ્રીએ મૂર્તિપૂજકોના ધન અને અન્નાદિનો ત્યાગ કદી નથી કર્યો. કહો, મૂર્તિપૂજકો વગર અત્યાર સુધી ભોજનાદિ સત્કારથી પાલનપોષણ કોણે કર્યું? આટલું છતાં પણ મૂર્તિપૂજકોના ઉપકાર ભુલી જઇ કૃતઘ્ન, બેઈમાન, નમકહરામ અને દુષ્ટ બની જઇ સ્વામીજી જે ડંખ અને શીસીઆરી મારે છે તે તેમની નીચતા જ છે. મૂર્તિપૂજક રાજામહારાજા અને ધની ધર્માત્માઓ પાસેથી પ્રત્યક્ષજ ધન લીધુ, અને તેને પ્રશંસાપાત્ર સમજીને પોતાના યજુર્વેદ ભાષ્યના અંક ૪૮–૪૯ના ટાઇટલ પેજપર છપાવ્યુ પણ ખરૂં. એના આદિમાં "श्रीमदेकलिंगेश्वरो जयति" અને स्वस्ति श्री છપાયુ છે. ૭ મહિના સુધી મહારાજના અન્ન ઘૃત નૈવેદ્યાદિ પદાર્થ ખાધા અને જતી વખતે બે હજાર રૂપૈયા રોકડા છેડે બાંધ્યા. રાજસ્થાનમાં તો મૂર્તિખંડનનું નામ પણ ન લીધુ, ધનના લોભી સ્વામીજીએ સ્વમત । સર્વથા ત્યાગજ કર્યો. અને ધનનુ ધ્યાનના પ્રબળ બળ આગળ મહર્ષિજી મહાત થયા, અને મૂર્તિપૂજકોના માલ-મલીદાથી માલેતુજાર થઇ નફટ અને નિર્લજની પેઠે ફરતા ફરમાયા

પણ નહિ. આ બધા વિપરીત પ્રતાપ ભાંગના વ્યસન અને ગોમાં-સાહારીના અન્નના ભોજનથી ભ્રષ્ટ થએલી બુદ્ધિનાજ સમજવા !

વળી એ જીવનચરિત્રના ૫૬ મે પાને દયાનંદ કહે છે કે.—"મને એક લાશ દરિયામાંથી તરતી મળી, હું તે મુડદું પકડીને કિનારે લાવ્યો. એ લાશ એક તેજ ચાકુથી મેં કાપવા માંડી. મેં અળજું તેમાંથી કાઢી લીધું, અને શરીર નાભિથી પાસળી સુધી કાપ્યું; એવી રીતે શિર અને ગરદનનો પણ એક ભાગ કાપીને મારી સામે રાખ્યો." બ્રહ્મચારી સન્યાસી અને મહર્ષિજી મહારાજ પોતાની પાસે તીક્ષ્ણ ધારનો ચાકુ રાખે, અને દરિયામા તણાતું મુડદું પકડી તેને કાપે ચીરે; એ શુ વેદવિહિત કર્મ છે? આ ખટપટ, લીલા અને કુચેષ્ટા કરવા કરતાં તો સારી વાત એ હતી કે તે શબને દરિયામાં વહી જવા દેવુ હતું. અને પકડયું તો પોતાના મતવ્ય પ્રમાણે કાષ્ઠાદિકથી તેનો વૈદિકવિધિ પૂર્વક અંત્યેષ્ટિ સંસ્કાર કરવો કે કરાવવો હતો; પણ મૂઢ અને પાગલની પેડે વાઢકાપ અને ચીરફાડ કરી તે મુડદાની દુર્દશા શા માટે કરી? નિસંદેહ બુદ્ધિની ભ્રાંતિએજ આવુ અનુચિત નીચ અને ધૃણીત કર્મ સ્વામીજી પાસે કરાવ્યું, સન્યાસને બટ્ટો લગાડયો અને મિથ્યાવાદી બનાવ્યા ! વળી એ જીવનચરિત્રના ૫૮ મે પાને સ્વામીજી જણાવે છે કેઃ—"હું ભાંગની નિશામાં મદોન્મત અને બેહોશ થઇ બેઠો હતો અને ઘોર નિદ્રામા સુતો હતો, ત્યારે સ્વપ્નામાં મેં શિવપાર્વતીને જોયાં, તે વખતે મહાદેવજીને પાર્વતી કહેતા હતાં કેઃ—દયાનંદનાં લગ્ન થઇ જાય તો સારૂ. પણ મહાદેવે તેથી વિરૂદ્ધ કહ્યું અને મારા ભંગી તરફ ઇસારો કર્યો અને મારા ભાંગના વ્યસનની ટીકા કરવા લાગ્યા. હું જાગ્યો ત્યારે મને ભારે દુઃખ અને કલેશ થયાં." અહીંજ તેમની બુદ્ધિની ભ્રાંતિનો પાર નથી આવતો ! કલિ-

કુમાર્યર્યને સત્યાસત્ય અને ધર્માધર્મનો વિચાર નથી થયો, એ બધી ભંગની તરંગો છે અને વિષયાસક્તિની ઉમંગો છે, બુદ્ધિની ભ્રાંતિના વિલાપ અને ભાંગની નિશોમાં પ્રલાપ છે, ઘોરનિદ્રા સુષુપ્તીનું નામ છે તો અહીં સ્વપ્નનું શું કામ છે, વિવાહ કરવાનો ઉત્સાહ મનમાં વસ્યો હતો અને તેથી સંન્યાસીનું ચિત અનુચિત કર્મમાં ફસ્યુ હતું. મહાદેવજીએ તેના અડંગ ભંગી હોવાનો સંકેત કર્યો અને સંન્યાસીના લગ્નનો નિષેધ કર્યો ત્યારે તેને મહા ભારે દુઃખ અને કલેશ એમ થયા કે ભોળાનાથ મહેશ પ્રતિકુળ કેમ થયા? પરણવાનું પતી ગયું તો બાપડાને દુઃખ અને કલેશ કેમ ન થાય! સ્વપ્નામા ઉમામહેશ્વર દેખાય અને પોતાના લગ્નની વાત થાય. અને તેવુ સ્વપ્ન મહર્ષિશ્રી વેદ ભાષ્યકાર દેશોદ્ધારક દયાનંદને આવે એ પણ કળિયુગનું કૌતુકજ!! "હૈયે હોય તે હોઠે આવે" અને "મનમાં વસે તે સ્વપ્નમાં દીસે" એ પ્રચલિત અને જગજાહેર કહેવતો સર્વાંશે ખરીજ છે, અને તે સત્યાર્થપ્રકાશના કર્તા મહર્ષિ શ્રી દયાનદના સંબધમા પણ અવશ્ય ખરીજ હોવી જોઇયે. સંસ્કાર વિધિમાં ૧૫૦ મે પાને મૃતકની રાખ અને હાડકાંને ભોંયમાં દાટવા અથવા બાગ કે ખેતરમા નાંખવાનું જણાવેલું છે. સત્યાર્થપ્રકાશમાં ૧૧૮ મે પાને ફરમાવે છે કેઃ–ઉપાસના કરવા ચહાય ત્યારે એકાંત શુદ્ધ દેશમા જઇ આસન લગાવી પ્રાણાયામ કરી બાહ્ય વિષયોથી ઇન્દ્રિયોને રોકી મનને નાભિપ્રદેશમાં અથવા હૃદય કંઠ શિખા કે પીઠના મધ્યહાડમાં કોઇ સ્થાનપર સ્થિર કરી પોતાના આત્માનું વિવેચન કરી પરમાત્મામાં મગ્ન થઇ સંયમી થવું. સ્વામીજીની વિષમ બુદ્ધિની ભ્રાંતિ અતિ પ્રબલ છે અને તેનુંજ આ વિષફળ છે કે જેણે પાષાણમય મૂર્તિની પુજા છોડાવી, અને પીઠના હાડકામાં ઇશ્વરની ઉપાસના કરાવી!!! ૧૯૪ મે પાને ઇશ્વરને ત્રિકાલદર્શી

કહેવો એ મૂર્ખતાનું કામ છે એમ લખ્યું છે, પણ ઇશ્વરને ત્રિકાળદર્શી ન માનવો, એ તો ખરે નાસ્તીકતાનું પરિણામ છે. આર્યાભિવિનયના ૭૬ મે પાને સ્વામીજીએ પોતેજ ઇશ્વરને ત્રિકાળદર્શી લખેલો છે. આવો પરસ્પર વિરોધ બે લેખોમાં આવવાથી અવશ્ય એક જગાએ તેની ભૂલ અને મૂર્ખતાજ હોવી જોઇયે. આર્યોદ્દેશ્યરત્નમાળામાં ૧૧ મે પાને આર્યના જે લક્ષણો આપ્યાં છે, તેવા આર્ય તો કોઇ વીરલાજ હશે. આર્યસમાજોમા એવા લક્ષણવન્ના આર્ય કેટલા ભર્યાં છે, તે કોઇ બતાવશો કે? ઠગબાજી માંડી બેઠેલા દાંભિક દયાનંદીઓ જે આવ્યો તેને આર્ય બનાવી દેઇ કાર્ય સાધો છો, પણ ગુરૂજીના લેખાનુસાર કંઇ પ્રબન્ધ તો કરો! સ્વામીજીએ એકદમ પોતાનો મત વધારવાના હેતુથી પોતાના સઘળા ચેલાઓને આર્ય ઉપાધિનું પારિતોષક દેઇ દીધું હોય, તો પોતાની બુદ્ધિની ભ્રાન્તિ અથવા દ્વેષાગ્નિની પ્રેરણાથી સ્વકૃત આર્ય લક્ષણપર કંઇપણ ધ્યાન નથી આપ્યું જાનશ્રુતિ શૂદ્ર પણ રૈક્વ મુનિની પાસે વેદ ભણ્યો હતો, એવું સત્યાર્થપ્રકાશના ૩૩૬ મે પાને લખનારાનુ તો હૈયુજ ફુટેલુ હોવું જોઇએ. મહર્ષિશ્રી ભગવાન વેદવ્યાસે ઉત્તરમીમાંસામા જે જાનશ્રુતિને ક્ષત્રિય હોવાનું સારી પેઠે સિદ્ધ કરેલું છે, તેને શૂદ્ર કહેનાર નામધારી મહર્ષિ દયાનંદ પોતેજ શૂદ્રથી પણ નીચ કાપડી જાતનો હોવાથી તેને આવું ખોટું સુઝ્યું છે.

શાસ્ત્રાર્થ કરવા એ કંઇ બચ્ચાંના ખેલ નથી, પણ જેને પુરૂં શુદ્ધ બોલતાં કે લખતાવાંચતાયે નહિ આવડતુ હોય, સંસ્કૃતનો અક્ષર પણ સમજતો નહિ હોય, વેદ સ્મૃતિ અને પુરાણ નજરે પણ નહિ જોયાં હોય, તો તેનુ શ્રવણ અને મનન કર્યાની તો આશાજ શી રાખવી!! આવી લાયકાતવાળા ઉછાંછળા ચડાઉ છોકરવાદ સમાજીઓ કોઇ પણ સનાતની ઉપદેશક પંડિત શાસ્ત્રી કે સાધુ સંન્યાસી મહા-

આને જોશે, કે શાસ્ત્રાર્થ કરવાનો કોલાહલ મચાવશે. પણ તેવા જોડે કંઇ પણ વજનદાર અને વ્યવસ્થાસરની યોજના થયા વગર શાસ્ત્રાર્થ કરવાને સનાતનીઓ નવરા નથી બેઠા. મહાભાષ્યમાં વેદની ૧૧૩૧ શાખાઓ જણાવેલી છે, ત્યારે સમાજીઓના ભાષ્યકાર મહર્ષિ દયાનંદજી ૧૧૨૭ શાખાઓને ડીસમીસ કરી માત્ર મંત્ર ભાગની ૪ શાખાઓ-નેજ માને છે. તે સિવાય શ્રુતિસ્મૃતિને માનવાં તેમની મરજીની વાત છે. મનુસ્મૃતિ અને ભગવદ્ગીતાને સમાજીઓ માને છે ખરા, પણ સ્વપક્ષમંડનના સમર્થનમાં સનાતનીઓ તરફથી કંઈ પણ પ્રમાણ આપવામા આવે; તો તે ક્ષેપક છે પ્રક્ષિપ્ત છે માટે માનતા નથી એમ કહી મોં ફેરવીને બેસે છે. વળી વેદના મંત્રો અને સ્મૃત્તિના શ્લોકોના અર્થ પણ ફાવતા આવે તેવા મનગમતા કરે છે. વળી જે મહર્ષિજી જાલંધર–પંજાબના શાસ્ત્રાર્થમા એક મુસલમાનના પ્રશ્નનો ઉત્તર નહિ આપી શકયાથી મુક્તિ સદાની માનતા હતા, તે વિચાર બદલીને મુક્તિ થઇ હોય ત્યાંથી જીવ પાછો જન્મમરણના ફેરામાં આવે છે–એમ માનવા લાગ્યા. આવા ચલિત અને અસ્થિર મનમગજના દયાનંદીઓ શાસ્ત્રાર્થ કરી શો દિગ્વિજય કરવાના હતા ? ! તેટલા માટે આર્યસમા-જીઓના શાસ્ત્રાર્થને ધતિંગ સમજી તે રસ્તોજ છોડી દેવો ઇષ્ટ છે.

આર્યપ્રકાશમાં વિશ્વવિખ્યાત 'ગુજરાતી' પત્ર અને સુપ્રસિદ્ધ સાક્ષરશ્રી સંઘવી તથા ગુજરાતીના હાલના સુયોગ્ય અધિપતિ રા. રા. મણિલાલભાઇ જેવાને માટે પણ જે હલકી ભાષામાં ભંગડની પેઠે લખવામાં આવે છે; તે કોઇ પણ રીતે ક્ષંતવ્ય નથી. છતાંપિ આર્ય-પ્રકાશનો કજીયાદલાલ લેખક 'ઉલટો ચોર કોટવાળને દંડે' તેમ બા-ધાબલ કરવાની ઉમેદ રાખતો હોઇ દમ કસે છે. પણ એ લેખકમહા-શય ન્યાયમંદિરના પગથીયે ચઢે, તો અમને સોળેસોળ આના ખાતરી.

છે કે, તેમનું બધું પોગળ વેરાઇ જાય પોલ ખુલી જાય, અને પત્તા ખાઇ ઢીલાધબ થઇને બેસે; તથા શાસ્ત્રાર્થો કરી મેળવેલી જય પણ તેમના પરાજય–હારના રૂપમાં પલટાઇ જાય. સીધી રીતે દલીલોથી વાદ કરવાનું એ પતરાજીખોર આર્ય શિષ્યાજ નથી, તેથી તેમને મહાત કરવા માટે તથા પ્રજાવર્ગને તેમનાં પાખંડો અને પ્રપંચો જણાવી સાવધ કરવા માટે દયાનંદરચિત સત્યાર્થપ્રકાશ, સંસ્કારવિધિ, યજુર્વેદ ભાષ્ય વગેરે પુસ્તકોમાંથી ઉતારા આપી કેટલાક વિવેચન સાથે આ 'દયાનંદદંભદર્પણ'ની ચોપડી છપાવી છે. આર્યસમાજીઓને ઘટે છે કે અમારી આ ચોપડીમાં જણાવેલી હકીકત ખોટી છે એવુ સાબિત કરી આપે, નહિ તો વેદપ્રચાર વગેરેનાં પાખડો કરવા અને લોકોને ઠગવાથી સદા દૂર રહે. આ ચોપડીનો રદીયો દલીલો સાથે આપવામા આવશે, તો સત્ય વાત જણાઇ આવશે, અને અમારા પક્ષના સમર્થન માટે અમે પણ તેનો ઘટતો ઉત્તર આપીશું. આથી કરી શાસ્ત્રાર્થની ભારે ખટપટ કરવા કરતા વધારે સારો અને સંગીન લાભ થવાનો મોટા ભાગે સંભવ છે. આશા છે કે લોકો અમારી આ ચોપડી લક્ષપૂર્વક વાચશે અને તે ઉપર નિષ્પક્ષપાતપણે વિચાર કરશે, તો અમારી સંપૂર્ણ ખાતરી છે કે અમારો ધારેલો હેતુ ઘણી સારી રીતે જલદીથી પાર પડશે

આટલું વિવેચન કરી હવે અમારા સનાતની ભાઇઓને સવિનય નિવેદન કરવાનું કે:–સ્વધર્મમાં દૃઢ રહેવું, દેવ ગુરુ અને શાસ્ત્ર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી, અને ડોળધાલુ દગલબાજ દંભીઓની કપટજાળમાં ફસાવું નહિ. અમારા સનાતની આચાર્યો સાક્ષરો વિદ્વાનો પંડિતો શાસ્ત્રીઓ અને ધનવાનોએ હાલનો દેશકાળ જોઈ પ્રેમથી સ્વધર્મરક્ષાને માટે કટિબદ્ધ થવું ઘટે છે. પાદરીઓ અને દયાનંદી સમાજીઓ જે

તનતોડ શ્રમ કરી રહ્યા છે, તેમને હઠાવી સ્વધર્મનું બળ વધારવાના યત્નો હરેક પ્રકારે કરવા, એ આપણું કર્તવ્યકર્મ છે; તેમાં થતો પ્રમાદ અનર્થકર્ત્તા હોઇ સર્વરીતે હાનિકારક છે. આ પ્રવૃત્તિ અમારી Duty ફરજ (કર્તવ્યકર્મ અને ધર્મ) સમજીને અમે કોઇ પણ જાતના સ્વાર્થની જરાયે આશા રાખ્યા વગર કરવા માંડી છે. બાઇબલ ટ્રેક્ટ સોસાઇટી જે કામ કરે છે, તેનું અનુકરણ અને અનુસરણ દયાનંદીઓ કરે છે, અને પોતાનો હેતુ સાધે છે. યાદ રાખવું કે સામાવાળીઓ જેવાં હથિયારોથી લડતો હોય તેવા પ્રકારનાં શસ્ત્રો વાપરનારજ ફાવી શકે છે. માટે સમયને અનુસરી અમે સનાતન હિંદુધર્મના સંરક્ષણ અને વૃદ્ધિ માટે ખંડનમંડન પદ્ધતિથી ટ્રેક્ટ બુકોનો બહોળો ફેલાવો કરવાના આશયથી પ્રવૃત્ત થયા છીએ. હવે આ હેતુ કેવા પ્રકારે અને કેટલે દરજ્જે પાર પડે છે, તેનો આધાર શ્રીકૃષ્ણકૃપા અને અમારા સનાતનધર્માનુયાયી ભાઇઓની સાચા મનની લાગણીપૂર્વકની તન મન અને ધનની મદદ ઉપર રહેલો છે. અને અમને તો શ્રદ્ધા અને વિશ્વાસ છે કે અમારી એ આશા જરૂર ફળિભૂત થશેજ.

'શ્રીમહાજ્યોતિઃચક્ર'નું પહેલુ પરિવર્તન એ આ દયાનંદ-દભદર્પણ છે. બીજુ પણ તૈયાર છે. આ સીરીઝમા સનાતન હિંદુધર્મના સિદ્ધાન્તોના રહસ્ય અને જ્ઞાનની બોધક ચોપડીઓ પણ યથાક્રમે પ્રકટ થતી રહેશે. માટે વિદ્વાનો પંડિતો અને શાસ્ત્રીઓ વગેરેએ પોતાની વિદ્યા જ્ઞાન અને બુદ્ધિનો લાભ લોકોને આપવા માટે પોતાને યોગ્ય લાગે તેવા પ્રકારના સનાતનધર્મહિતસાધક લેખો લખી મોકલવા. ધનવાનોએ યથાશક્તિ દ્રવ્યની મદદ કરવી, પ્રસિદ્ધ થતી ચોપડીઓ સામટી મગાવીને પ્રજાના સામાન્ય વર્ગમાં છુટે હાથે તેનો પ્રચાર કરવો. તથા વિદ્યા અને લક્ષ્મી વગરના લોકોએ બહાર પડતી ચોપડીઓ મંગાવી વાચવી વંચાવવી અને લો-

કોમાં પ્રસાર કરવા વેચવી અને બની શકે તો સો બસો ચોપડીઓ મફત પણ વહેંચવી. આવી રીતે ચોતરફથી જોરથી યત્ન થતો રહેશે, સ્વધર્મ અને ફરજ સમજી પેટવરામાં પુણ્યવરો પણ કરવામાં આવશે, અને ઉત્સાહ ઉમંગથી મચ્યા રહેવામાં આવશે, તો આશા છે કે મહિનામા આવી એક બે ચોપડીઓની હજારો નકલો ખપી જશે. આ કાર્યમાં જે નફો દ્રવ્યલાભ થશે, તેનો સંગ્રહ કરી સનાતનધર્મની વૃદ્ધિ અને સંરક્ષણને માટે આવી અથવા તો આવા પ્રકારની જ્ઞાનપ્રસારક બીજી પ્રવૃત્તિમા તે વપરાશે. કેટલાક ડાહ્યા પુરૂષો કહેશે કે ખંડન કરવાની રીતિ સારી નથી, પણ સ્વરક્ષણને માટે સામાને કોઇવાર પ્રહાર કરવા વગર છુટકો થતોજ નથી, એ પણ યાદ રાખવા જેવું છે. દયાનદ અને તેની આર્યસમાજ બીજા સમાજોની પેઠે અલગ રહેતા હોત, તો ઝાઝી હરકત નહોતી, પણ સનાતન વૈદિક ધર્મની હિમાયતનો ઢોંગ કરી વેદપ્રચારનો સોંગ કાઢી મિથ્યા ગડબડ મચાવી રહ્યા છે, તો તેમનાં ભોપાળાં અને પોગળ બહાર પાડી જનસમાજને ચેતાવી દેવાની કંઇ થોડી જરૂર નથી. સોનેરીટાળીના સભ્યોની સભ્યતા અને પરાક્રમથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે, તેમની ઠગાઇ અને લુચ્ચાઇ પકડી કાઢી તેઓને ઉઘાડા પાડનાર બાહોશ ભુસયર શું ઓછી પ્રશંસા કે ધન્યવાદને પાત્ર છે ?

દયાનદના દંભનો પાર નથી અને એકદમ સામટું કહી દેવામાં સાર નથી, તેથી આ ચોપડીમા વાનગી અને સારરૂપે આપેલી હકીકતથીજ હાલ તો સંતોષ પામો; ઇશ્વરેચ્છા તો વળી બીજો ભાગ છપાશે. વળી સનાતનહિંદુધર્મની સાચી સેવા બજાવનારૂં એક વીર માસિકપત્ર ‘ શ્રીમહાજ્યોતિઃ ’ અમદાવાદથી મંગાવો, તેનું વાર્ષિક મૂલ્ય પોસ્ટેજ સાથે રૂ. ૨) બે છે. એ મહાજ્યોતિમાં દયાનંદીઓ સબંધી સચોટ વિષયો આવે છે અને આવતા રહેશે, માટે મહા-

જ્યોતિઃના ગ્રાહક થઇ તે જરૂર વાંચો, અને ભ્રમ તથા ભ્રાન્તિ ટાળી શાન્તિ પામો. વળી કચ્છવાસી સનાતનધર્મના સાચાઆગ્રહી એક પ્રસિદ્ધ પંડિતજીએ 'દયાનંદ દંભસહસ્ત્રી' લખી છે તે પણ પ્રકટ થશે. આ ચોપડી ધારવા કરતાં એક મહિનો મોડી પ્રકટ થઇ છે, તે દરમ્યાન અમને મળેલા અનુભવ વગેરેના સંબંધમાં વાચકોનું ધ્યાન ખેંચી કેટલીક અગત્યની સૂચનાઓ કરીએ છીએ, તે લોકો જરૂર લક્ષમાં લેશે કે જેથી અગવડ અને મુશ્કેલી ઓછાં થશે.

આ ચોપડીની જાહેરખબર મહાજ્યોતિઃ-માસિકમાં ૭૫૨ મે પાને અને મુંબઇના ગુજરાતી પત્રના ૨૩ મી મે ૧૯૧૫ ના અંકમાં છપાયાથી સેંકડો નકલોના ઓર્ડર ઉપરાઉપરી આવ્યા છે; તેમાં ઘણાખરા ૧૦૦ અને ૨૦૦ પ્રતોના છે. ટપાલમાં બુકપોસ્ટ મોકલતાં ૧૦૦ નકલે આઠ આના પોસ્ટેજ લાગે છે, અને કિમતનો રૂ. ૧૧ ચડાવતા તેનું વી. પી. રૂ. ૧।।।ન્નું જાય, જે આકરૂ ન પડે તેટલા માટે પત્રો લખીને ખર્ચમાં ફાયદો થવા માટે રેલ્વે પારસલ મંગાવી લેવા માટે લખવું પડેલું છે. કારણ કે ગમે તે સબબથી રૂ. ૧-૧૪-૦ નું વી. પી. પાછું આવે, તો પોસ્ટેજ માટે નવ દશ આનાની ટીકીટો લગાડી હોય તેટલું અમને નુકસાન થાય, તે જરાયે પરવડે નહિ પણ ઘણું આકરૂ પડે. કોઇએ ચાર પાંચ પ્રતો મોકલવા કાર્ડ લખ્યા છે, તો કોઇએ માત્ર ૧ નકલ વી. પી. મંગાવી છે. પણ એવાં એક બે આનાનાં વી. પી. ટપાલમાં જતા નથી, અને કદાચ પોસ્ટ ઓફીસ લે તો એક પૈસાની કિમતની ૧ ચોપડીનું વી. પી. બે આનાનું થાય. કેટલાકે કવરમાં બે પૈસાની ટીકીટો બીડી ૧ ચોપડી મંગાવી છે, અને કિમતનો એક પૈસો તો મોકલ્યોજ નથી. આવી રીતની લોકોની ગેરસમજ વગેરે કારણોથી કાગળો લખવા પડયા તથા કેટલું નુકસાન વેઠવું પડયું, તે સઘળા શ્રમ અને ખર્ચનો હિસાબ ગણતાં

જે પડતર કિંમતે આ ચોપડી આપવામાં આવે છે તેથી નફાની વાત તો જવા દો પણ ખર્ચ પરાણે પુરૂ થાય તેમ છે. પરંતુ આ ચેતવણી અને સૂચના લોકો ધ્યાનમાં લેશે અને ભવિષ્યમાં આવી અડચણો અને અગવડો નહિ નડે, તો હવે પછી પ્રસિદ્ધ થતી ચોપડીઓ વધારે સુગમતા અને સુલભતાથી બહાર પડશે. અને અમારૂં સનાતન-ધર્મસંરક્ષક ટ્રેકટ પબ્લીશીંગનું કામ સરળતાથી ઘણું સારૂં ચાલતુ રહેશે. આશા છે કે લોકો આ ચોપડીનો સપ્રેમ સત્કાર કરી સ્નેહી સંબંધી અને મિત્રો વગેરે લાગતાવળગતાઓમાં ઉદારતાથી છુટે હાથે વહેંચવા સારૂ સેંકડો નકલો મંગાવી લઈ આવી બીજી ચોપડીઓ પ્રકટ કરવાને મને ઉત્સાહિત કરશે.

ધ્યાન આપો કે ટીકીટો બીડી ૧ ચોપડી મંગાવનારને સવા આનો ખર્ચ થાય છે, તે કરતાં બહેતર તો એ છે કે, કવરમાં બે આનાની ટીકીટો બીડી અઢી આના ખર્ચ કરીને ૭ ચોપડીઓ મંગાવી લેવી, અને વધારાની નકલો વેચી કે વહેંચી દેવી. સામટી સેંકડો નકલો મંગાવનારાએ તો સ્ટેશનનું નામ લખીને રેલ્વે પારસલ મંગાવવું એજ ઠીક છે. અને ટીકીટો બીડનારે બે આનાની ટીકીટો બીડી ઘેરબેઠે ૭ પ્રતો મેળવી લેવી. અમારી ઇચ્છા છે કે દરેક નાનાં ગામોમાં ૭ નકલોનું બુકપોસ્ટ પહોંચી જાય. અને સેંકડો નકલો મંગાવી મફત વહેંચનારાને તે કામ કરવાની અમારી સપ્રેમ વિનતિ અને ભલામણ છે.અમદાવાદ તા. ૮ મી જુન સન ૧૯૧૫. સવત ૧૯૭૧ ના બીજા વૈશાખ વદ૧૧ મંગળવાર.

નિવેદક, હિંમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા

ટંકશાળ સામે ખજુરીની પોળ, અમદાવાદ.

———×:×———

—॥ ॐ तत्सत् पूर्णपुरुषोत्तम श्रीकृष्णपरमात्मने नमः ॥—

# —દયાનંદ દંભ દર્પણ.—

આર્યસમાજના આદમ દયાનંદ, તેમના જે દંભ પાખંડ ઢોંગ અને છળભેદ તે ખુલ્લાં કરી તેમનુ અસલ સ્વરૂપ દુનિયાને દેખાડી આપનાર એ આ 'દયાનંદ દંભદર્પણ' છે. જાઓ રે મારા ભાઇ, જરા વિચાર તો કરો કે જેમને દયાનંદીઓ મહર્ષિ સ્વામી શ્રી દયાનન્દ સરસ્વતીના માનવંતા નામે ઓળખાવે છે, તેમનું તમે લાઇબલ બાઇબલ તો નથી કરતાને? લાઇબિલનુ નામ તો જવા દ્યો અને એ ધર્મભોળુ દયાનંદીઓની સમાજ બાઇનું બલ—બાઇબલ તો સઉને સારી પેઠે જાણીતું થઇ ચૂક્યું છે, એટલે હવે તેમનાથી ડર ખાવા જેવું તો કંઇ છે જ નહિ. લ્યો વળી ન જાણતા હો તો જાણો, કે એ દયાનંદ ઋષિ મહર્ષિ કે બ્રાહ્મણ તો નથી જ, પણ ચાતુર્વર્ણમાંયે નથી; પરતુ તે વર્ણસંકર જાતિનો છે. કહી દઉં છુ કે તે કાપડી જાતનો છે, અને એને માટે વિશેષ પ્રમાણો આપવાની કડાકુટમા નહિ પડતાં ટુંકેથી પતાવું છુ.

જુઓ, સુદર્શન (નડીઆદ) જાન્યુઆરી ૧૯૦૯ પુ૦ ૨૫, અંક ૪ થામાં લખેલું છે તથા વ્યા. વા. પંડિતવર્ય મહાત્માશ્રી આત્મસ્વરૂપજી મહારાજ વિરચિત અબોધધ્વાન્ત માર્ત્તંડના પાને ૧૦ મે છાપેલું છે; તે હકીકત ગુજરાતી (મુબઇ) ના તા. ૧૮મી એપ્રીલ ૧૯૧૫ ના અંકમાં ૬૮૨-૬૮૩ મે પાને બજરંગબીરકા સોટામાં રા. પ્રથમે વીરલાલથી જણાવી દીધી છે. તથા પડિત જીયાલાલજીએ પોતાના 'દયાનન્દછલકપટદર્પણમાં' પણ લખ્યુ છે કે—'સ્વામીજી કીસી કાપડીકે પુત્ર થે ઔર ઇનકો બચપનમેં નાચનેકા અભ્યાસ થા'. હવે તો ઇસ્ક ઠરો થયો ને! દયાનંદની ઓખાદ જાણીને હવે તો સતોષ થયો કે

નહિ ?! હવે દયાનંદનાં કરતૂતો જાણુશો ત્યારે તમે તેને કાં તો ઉન્મત્ત કે કાં તો વચકના ઇલ્કાબથી જરૂર વધાવી લીધા વગર રહેવાના જ નથી. પણ એ મહાભારે ખેતાબ-ઇલ્કાબ એ દયાનદીયોને ખુંચશે તો!

થીયોસોફીકલ સોસાઇટીના સ્થાપક કર્નલ આલ્કોટ સાહેબને દયાનન્દજી ઋષિ કહેતા હતા, અને તેમના અંગ્રેજી પત્ર થીયોસોફીસ્ટ માં સ્વામીજીએ પોતાનું જીવનચરિત્ર સન ૧૮૭૯-૧૮૮૦ માં છપાવ્યું હતું; તેનું ભાષાન્તર ઉર્દુમા દલપતરાય જગરાંવવાળાએ કરેલું છે. તેમાં દયાનદે પોતાના બાપનું નામ અને જન્મસ્થાનનો પત્તો છુપાવવાનાં જે કારણો કહ્યાં છે, તે સર્વથા બુદ્ધિની વિરૂદ્ધ છે. સત્પુત્ર કદાપિ જનની જનક અને જન્મભૂમિનાં નામ અંધારામાં રાખે જ નહિ. અને તેમાં દયાનંદ જેવાના હાથે તો તેવું બનવા પામે જ નહિ. છતાંપિ તેમાંનું કંઇ બહાર આવ્યુ નથી અને કેટલાક સમાજીઓ મોરબી અને લીંબડી પાસેના કોઇ ગામમાં ઔદિચ્ય બ્રાહ્મણજાતિમાં દયાનંદનો જન્મ થયાની વાત ચલાવે છે, તે અમને તો નિરાધાર અને નાપાયાદાર લાગે છે. એ તો ગુણકર્મથી જાતિ માનવાનું ગુમાન રાખનારા પણ જન્મથી ઉચ્ચ જાતિમાં ખપવવાની વાંચ્છનાવાળા દયાનદીઓએ ચલાવેલી નાપગી જૂઠી વાત છે. દયાનંદનાં માબાપ ખરેખર ઔદિચ્ય બ્રાહ્મણ હોત તો એ વાત જણાવ્યા વગર દયાનંદ રહેત નહિ, અને તે પ્રસિદ્ધ પણ થઇ ગઇ હોત. પણ નાચણીયા કાપડી-શૂદ્ર જાત જાહેર કરે, તો પછી તેનો આ દભ આડંબર અને ઢોંગ નિભન ક્યાંથી ! આથી સિદ્ધ થાય છે કે બ્રાહ્મણનિંદક, આચાર્ય ઋષિ મુનિયોનુ ભુંડું બોલનાર અને ભગવાન શ્રીવેદવ્યાસ જેવાને કસાઇ કહેનાર પણ વાસ્તવમાં પોતે ગામના ઉતાર જેવા છતા સમાજીઓના ગુરૂ થઈ બેઠેલા દયાનંદના ઢંગરંગ તો જુઓ! દયાનંદને સમાજીઓ વિદ્વાન અને પડિત કહે છે, પણ અમારી સમજમાં તો તે અક્ષરશત્રુ નિરક્ષર હોવો જોઇયે; અને તે

તેમણે રચેલા ગ્રંથો જોવાથી સાફ દીવા જેવું સઉને જણાઇ આવે છે.

દયાનદ ભંગી હતો. દલપતરાયે છપાવેલા જીવનચરિત્રના ૫૮ મે પાને ચાંડાલગઢના વર્ણનમાં લખેલું છે કેઃ–" માઠા નસીબે અહીં મને ભાંગ પીવાની ટેવ પડી ગઇ અને કોઇ કોઇવાર તો ભાંગ પીવાથી સર્વથા બેહોશ થઇ જતો હતો." આવા ભંગીના લેખ અને કથનપર વિશ્વાસ રાખવો એ ડહાપણ નથી. દયાનંદે સત્યાર્થપ્રકાશ, સંસ્કાર-વિધિ. ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા અને યજુર્વેદ ભાષ્ય વગેરે પુસ્તકો પ્રકટ કર્યાં છે. તેમાં એટલી બધી ભૂલો, પરસ્પર વિરોધો અને કપોલ-કલ્પીત બનાવટી અસંભવિત વાતો જણાવેલી છે, કે પ્રભુ તોબા ! વેદની હિમાયત કરવા છતાં ઘણી વેદવિરૂદ્ધ વાતો જણાવી છે, અને તેના ઉપર એટલાં બધાં ચુંથણાં ટીકાઓ અને વિવાદો થયાં છે, કે તે બધાનો સંગ્રહ કરવામાં આવે, તો રામાયણ ભાગવત અને મહાભારત જેવડા મોટા ગ્રંથો થાય.

સન ૧૮૭૫ માં કાશીમાં છપાવેલા સત્યાર્થપ્રકાશમાં ૪૫ મે પાને પ્રાતઃસાયં માસાદિથી હોમ કરવાનું લખેલું છે. ૬૭ મે પાને લખ્યું છેઃ-કે મલેચ્છ નામ નિંદિત નથી, જે પુરૂષોના ઉચ્ચારણમાં વર્ણોનો સ્પષ્ટ ઉચ્ચાર નથી થતો, એમનું નામ મલેચ્છ છે; સમાજેમાં ઘણા ખરા મેંબરો એવા પણ હશે કે જેમનાથી વર્ણોનો સ્પષ્ટ ઉચ્ચાર કદાપિ નહિ થઇ શકે, તો શું તેઓ દયાનદના લેખાનુસાર મલેચ્છ ઠર્યા? હવે જોવાનું એ છે કે દયાનદીઓ પોતાના ગુરુની એ આજ્ઞાનો સ્વીકાર કરે છે કે તિરસ્કાર?

વળી ૧૪૮ મે પાને ગાયને ગધેડી બરાબર સમજી લખ્યું છે કેઃ–ગાય તો પશુ છે, તો શું પશુની પૂજા કરવી જોઇયે? કદી નહિ-કિન્તુ એની તો પૂજા એ છે કે ઘાસ જળ વગેરેથી તેની રક્ષા કરવી, અને તે પણ દુગ્ધાદિક પ્રયોજન માટે અન્યથા નહિ. પાને ૧૪૯ મે

લખ્યુ છે કે:–માંસના પિંડ આપવામાં કઇ પાપ નથી. પાને ૧૭૧ મે લખ્યું છે કે:–યજ્ઞને વાસ્તે જે પશુઓની હિંસા છે, એ વિધિ પૂર્વક હનન છે. પાને ૩૦૨ મે જણાવ્યુ છે કે.–કોઇ પણ માસ ન ખાય, તો જાનવર પક્ષી માંછલાં અને જળજતુ એટલાં બધાં છે કે તે સેંકડો હજારો ગણાં વધી જાય, પછી માણુસોને મારવા લાગે અને ખેતરોમા ધાન્ય પણ ન થવા પામે, એટલે પછી સર્વ મનુષ્યોની આજીવિકા નષ્ટ થવાથી સર્વ મનુષ્યો નષ્ટ થઇ જાય. પાને ૩૦૩ મે લખ્યું છે કે:– જ્યાં જ્યાં ગોમેધાદિક લખ્યુ છે ત્યાં ત્યા પશુઓમાં નરને મારવા. અને એક સાંઢથી હજારો ગાયો ગર્ભવતી થાય છે, એથી હાનિ પણ નથી આવતી. અને જે વધ્યા ગાય હોય તેને પણ ગોમેધમા મારવી, કેમકે વાંઝણી ગાયથી દુધ અને વાછરડાની ઉત્પત્તિ તો થતી નથી. પાને ૩૯૯ મે લખ્યુ છે કે–પશુઓને મારવામા જો કે થોડું દુ:ખ થાય છે, પણ યજ્ઞમા ચરાચરનો અત્યત ઉપકાર થાય છે. વળી એ જ સત્યાર્થપ્રકાશના ૪૨ અને ૪૩ મે પાને સાફ સાફ મૃતકોનુ શ્રાદ્ધ લખ્યુ છે, અને ૪૭ તથા ૪૮ મે પાને મૃતકોના શ્રાદ્ધના લાભ વિ-સ્તાર પૂર્વક લખ્યા છે. અને પાછળથી એજ દયાનદ મૃતકના શ્રાદ્ધનુ ખંડન કરી જીવિત પિતરોના શ્રાદ્ધની વાત કરવા લાગ્યા હતા; અને તે સમાજીઓ હજુ પણ માને છે.

ઉપરના ઉતારાથી સ્પષ્ટ સમજાય છે કે દયાનદ નામધારીમા દયાનો છાંટો પણ નહોતો, પણ તે નિર્દય અને કરપીણ હતો. જે ભાંગના નીશામાં ચકચૂર થઇ બેભાન થઇ પડ્યો રહે; તેના લખવા બોલવામાં શા ઢંગધડા હોય?! બુદ્ધિમાન સારી પેઠે સમજી શકશે કે દયાનંદ વેદધર્મનો પ્રચારક નહિ, પણ પાખંડ અને અધર્મની વૃદ્ધિ કરનાર હતો. સત્યાર્થપ્રકાશની ૧૮૭૫ ની આવૃત્તિમાંની ઘણી ખરી બાબતો ત્યાર પછીની આવૃત્તિઓમાં નથી અને ઘણો ફેરફાર–સુધારો

વધારો કરી નાંખ્યો છે, છતાંપિ ભૂમિકામાં તો જણાવ્યા કર્યું છે કે ભાષાની શુદ્ધિ સિવાય કંઇ ફેરફાર કર્યો નથી, એ તે કેવી લબાડી અને નરાતાલ જૂઠાણું ? ! કબાડી વિના આવી લબાડી અને જૂઠનું તૂત મહર્ષિ હોય તો કદી કરે કે ?

દયાનંદે ભાષા ગ્રંથોને મિથ્યા, કપોલકલ્પિત, બનાવટી અને ખોટા કહ્યા છે. આ કટાક્ષ ગોસ્વામી શ્રીતુલસીદાસજીના જગપ્રસિદ્ધ પરમ માનનીય રામાયણને માટે કરેલો લાગે છે પણ એ લબાડી કબાડીના સત્યાર્થપ્રકાશ, સસ્કારવિધિ, ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા વગેરે ભાષા ગ્રંથો બિલ્કુલ બનાવટી કપોલકલ્પિત અને કુસંપકલેશની વૃદ્ધિ કરનારા ખોટા હોવાથી તેની સત્વર હોળી કરવી જોઇયે પણ નાફરમાની અને બેઇમાનીમાં આનદ માનનાર દયાનંદીઓ પોતાના મહર્ષિ ગુરુની આજ્ઞા માનતા નથી, અને તે ભાષા ગ્રંથોની આવૃત્તિઓ 'દે દલાદ્દાળમાં પાણી' કરીને કઢાવે જાય છે. અને મનમાં આવે તથા ફાવે તેવાં ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને અંગ્રેજીમા ભાષાંતરો પણ બહાર પાડે છે. આવી મિથ્યા પ્રવૃતિથી તેઓ કંઇ પણ કાંદા કાઢવાના નથી, કારણ કે જનસમાજ હવે જાગ્રત થઈ ગયો છે; જેથી ભોળા, ભલા અને સીધા માણસોને ફંદામાં ફસાવી દયાનદી દળ વધારીને ફાવી જવાય તેમ હવે રહ્યું નથી. અને કોઇ બુદ્ધિશુન્ય બણુચકો એ બમેબમમાં જોડાશે તો તેથી સાચા પક્ષને કાંઇ હાન નથી.

ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાના ૨૪ મે પાને લખ્યું છે કેઃ—પુરૂષને વેદની એવી આજ્ઞા છે કે, એ વિવાહિત વા નિયોજિત સ્ત્રીમાં દશ સંતાન સુધી ઉત્પન્ન કરે. એના પછીની બે લીટી ઉપરાંત લખે છે કેઃ— વિવાહિત પતિના મરવા કે રોગી થવાથી બીજા પુરૂષ વા સ્ત્રી સાથે સંતાનોના અભાવે નિયોગ કરે, અને બીજાના મરવા કે રોગી થવાથી વળી ત્રીજાની સાથે કરી લે; એ રીતે દશમા સુધી કરવાની આજ્ઞા

છે. અહીં વિચારવાનુ તો એ છે કે, પ્રથમ તો વેદની એ આજ્ઞા પ્રકટ કરી, કે જે સ્ત્રી સાથે નિયોગ કરે, તેમાં દશ સંતાન સુધી ઉત્પન્ન કરે, પછી એમ કહ્યું કે સંતાનોના અભાવમા નિયોગ કરે. જ્યારે નિયોગની આજ્ઞા સંતાનોના અભાવમાં છે, તો પછી નિયોગથી દશ સંતાન સુધી ઉત્પન્ન કરવાં એ સર્વથા બુદ્ધિથી વિરૂદ્ધ છે. કેમકે એક છોકરો કે છોડી થવાથી માણુસ સંતાન રહિત નથી થઇ શકતો, તો દશ સંતાન સુધી ઉત્પન્ન કરવાનુ રહ્યું કયાં ? ! આવી રીતે નિરંકુશિત અને અબાધિત વ્યભિચાર અને સ્વેચ્છાચારની પ્રવૃત્તિની વેદઆજ્ઞા બતાવનારા દાંભિક દયાનદને કોણુ મહર્ષિ કહેશે ? !

સત્યાર્થપ્રકાશના ૯૭ મે પાને લખેલુ છે કેઃ—ઉત્તમ સ્ત્રી સર્વ દેશ તથા સર્વ જાતના મનુષ્યો પાસેથી ગ્રહણુ કરવી આ આજ્ઞાનુસાર મુસલમાન, ખ્રીસ્તી, ઢેડ, ભગી, ચમાર સુદ્ધાતની રૂપાળી સ્ત્રી હોય, તો તે પણુ લેવી, એમ ઠર્યું. પરંતુ ખેદની વાત છે કે ડોળધાલુ દયાનદીઓ જાહેર રીતે તેવો રોટીબેટીનો વ્યવહાર બધે ચલાવી ગુરુની આજ્ઞાનું ગૌરવ વધારતા નથી જો કે નાતજાતની નિંદા કરે છે, છતાંપિ નાતજાતમાંજ પરણુવા પરણુાવવાની દરકાર રાખે છે, તે કેટલી નાલાસીની વાત છે. માટે સાચા સુધારક આર્યસમાજીઓએ તો બેટાબેટી ઢેડ ભંગી ઇસાઇ કસાઇ વગેરેમાંથી ગુણુકર્માનુસાર ઉત્તમ સ્ત્રી પુરુષ જોઇનેજ પરણુાવવાં; એજ ઠીક છે.

સત્યપ્રકાશમાં ૮૯ મે પાને લખ્યું છે કે —જો કોઇને એકજ પુત્ર કે પુત્રી હોય અને તે બીજા વર્ણુમાં દાખલ થઇ જાય, તો એમનાં માબાપની સેવાચાકરી કરવા તથા વંશનુ નામ રાખવાને તેને પોતાના છોકરા છોકરીને બદલે સ્વવર્ણુમાંથી વિદ્યાસભા અને રાજસભાની વ્યવસ્થાથી યોગ્ય બીજી સંતાન મળશે; જેથી અવ્યવસ્થા નહિ થાય. ગુણુકર્માનુસાર વર્ણુવ્યવસ્થા કન્યાઓની સોળમે

વર્ષે અને પુરુષોની પચીસમે વર્ષે પરીક્ષામાં નક્કી કરવી જોઇયે; અને સ્વવર્ણનાં સ્ત્રી પુરૂષના લગ્ન થવાં જોઇયે. સ્વામીજીની આ આજ્ઞાથી તો નાતજાત તો સર્વથા મમામ થઈ ગઇ કોણ જાણે કે કયી જાતનાં છોકરાં કયી જાતમા બદલાઈ જશે, અને કયી જાતના છોકરા છોકરીઓનાં લગ્ન કયી કયી જાતના છોકરા છોકરીઓ સાથે થઈ જશે ? પરંતુ લગ્ન થયા પછી સ્ત્રીપુરુષના ગુણકર્મ અન્ય વર્ણને યોગ્ય થઇ જાય તો તેમનો બદલો કરવાની જરૂર ખરી કે નહિ ? જરૂર છે, તો પછી જીવતા સુધી બદલાબદલીજ થયા કરશે; નહિ તો પછી દયાનંદી વર્ણવ્યવસ્થાનું મૂળ સર્વદા હાલ્યાજ કરશે !!!

વળી પાને ૧૧૮ મે લખ્યું છે કેઃ—પતિ સંતાનોત્પત્તિમાં અસમર્થ હોય, તો પોતાની સ્ત્રીને રજા આપે કે.—"હે સુભગે ! સૌભાગ્યની ઇચ્છા કરનારી સ્ત્રી ! તું મારાથી બીજા પતિની ઇચ્છા કર, કેમકે હવે મારાથી સતાનોત્પત્તિની આશા ના કરતી." તેમજ સ્ત્રી પણ રોગાદિ દોષોથી ગ્રસ્ત હોઈ સતાનોત્પત્તિમાં અસમર્થ હોય, ત્યારે પોતાના પતિને આજ્ઞા દે કે—હે સ્વામિન ! આપ સતાનોત્પત્તિની ઇચ્છા મારાથી છોડી દઈ કોઇ બીજી વિધવા સ્ત્રી સાથે નિયોગ કરી સતાનોત્પત્તિ કરો. ફરી પાને ૧૧૯ મે લખ્યું છે કેઃ—વિવાહિત સ્ત્રી જો વિવાહિત પતિ ધર્મને માટે પરદેશ ગયો હોય તો આઠ વર્ષ, વિદ્યા અને કીર્ત્તિ સારૂ ગયો હોય તો ૭ વર્ષ, અને ધનાદિ કામના માટે ગયો હોય તો ત્રણ વર્ષ વાટ દેખે; પછી નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી લે, વિવાહિત પતિ આવે ત્યારે નિયુક્ત પતિ છુટી જાય. જો પુરૂષ અત્યંત દુઃખદાયક હોય, તો સ્ત્રીને ઉચિત છે કે તેને છોડીને બીજા પુરુષ સાથે નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી એ વિવાહિત પતિના દાયભાગી (વારસ) સંતાન ઉત્પન્ન કરી લે. પાને ૧૨૦ મે લખ્યુ છે કેઃ—ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સમાગમ ન કરવાના

સમયમાં પુરૂષ કે સ્ત્રીથી ન રહી શકાય, તો કોઇની સાથે નિયોગ કરી એને માટે પુત્રોત્પત્તિ કરી દે.

જે દયાનદની બુદ્ધિ, વિદ્યા, જ્ઞાન અને શક્તિ પર આર્યસમાજીઓ ગાજે છે, તે મહર્ષિની શિક્ષા અને ઉપદેશનો સંક્ષેપ અને નમુના ઉપર આપ્યા છે. મને ખાતરી છે કે આવી વાહિયાત વાતોપર શ્રેષ્ઠ લોકો તો શું પણ નીચ લોકો પણ જરૂર ધિક્કાર અને ફીટકારની વૃષ્ટિ કરશે. ગર્ભવતી સાથે નિયોગ કરી તેને બીજો ગર્ભ ધારણ કરાવવાની તો આ અશ્રુતપૂર્વ અદ્‌ભુત વાત છે!

સત્યાર્થપ્રકાશ પાને ૨૫૮ મે લખ્યુ છેઃ—ઉષ્ણ–ગરમ દેશ હોય તો બધા વાળ શિખા (ચોટલી, ચોટલા) સહિત કાપી નખાવવા જોઇયે, કેમકે માથાપર વાળ રાખવાથી ગરમી વધારે થાય છે અને તેથી બુદ્ધિ ઘટી જાય છે. બલીહારી છે દયાનદની બુદ્ધિની! શિખા અને સુત્ર હિંદુપણાનૂં ચિન્હ તેમાં શિખા (ચોટલી) ની તો દરકાર રહી નહિ, અને ચાંલ્લા ચુડો અને ચોટલો એ સોહાગણ સ્ત્રીનો સૌભાગ્યાલકાર તે ચોટલો પણ ગરમી વધારે થઈ બુદ્ધિ કમ થઇ જવાની ધાસ્તીથી કાઢી નાખવાની સ્વામીજીની સદર પરવાનગી છે તો સમાજીઓએ ગુરૂજીની આજ્ઞા પાળી પોતાના અને સ્ત્રીઓનાં માથાં મુડાવી નાંખવાં જોઇયે નહિ તો તાપથી ઉનાળામા માથે ગરમી ચઢી જઇ બુદ્ધિ ઘટી જશે અને પાગલ થઈ જવાશે. પણ આશ્ચર્યની વાત તો એ છે કે શિર મુડાવ્યા છતાયે દયાનંદની બુદ્ધિ કેમ ઘટી ગઈ? કે પાગલ–ગાડાની પેઠે અસંબંધ લવરીજ કર્યા કરી છે પાને ૨૬૩ મે લખ્યું છે કે —દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય–વાણીઆ) શુદ્રના હાથની બનાવેલી રસોઇ ખાય. ગુરૂજીની આવી આજ્ઞા હોવાથીજ દયાનંદીઓ અમારા ધર્મરક્ષક બ્રાહ્મણો રાંધવાનું કામ કરી નિર્વાહ ચલાવે છે, તેમને ભઠીઆરા કહીને નિંદતા હશે?! અને આર્યન બ્રધરહુડ જેવા પ્રીતિ ભોજનના જમણોળા કરી પોતાનું પોત

પ્રકાશતા હશે' ઠીક ત્યારે પ્રાયશ્ચિત કરીને યા મુછો મુડાવીને નાતમાં રહેવાનાં ફાંફાં શા માટે માર્યાં હશે ?!

વળી પાને ૨૬૬ મે લખ્યુ છે કેઃ—સઘળા અહિંસક થઈ જાય તો વ્યાઘ્રાદિક પશુ એટલાં વધી જાય કે ગાય વગેરે સર્વ પશુઓને મારી ખાય, માટે રાજપુરુષોનું કામ છે કે હાનીકારક પશુ વા મનુષ્યને દંડ દે અને જીવ પણ લે. પછી તેનું માંસ ચહાય ફેંકી દે, કે કુતરાં વગેરે માંસાહારીઓને ખવરાવી દે, યા બાળી દે, અથવા કોઇ માંસાહારી (માણુસ) ખાય, તો પણ સંસારની કંઇ હાનિ નથી થતી; કિન્તુ એ માણુસનો સ્વભાવ માંસાહારી થઇ હિંસક થઈ શકે છે. અહીં દયાનંદને એ પણ ભાન નથી રહ્યું કે વાઘ સિંહાદિ પશુઓ અને મનુષ્યનું માસ કોઈ માણુસ ખાય છે કે નહિ! વાહરે બુદ્ધિ!!! પાને ૫૮૮ મે લખ્યું છે કે—હુ વિદ્વાનોને દેવ, અવિદ્વાનોને અસુર, પાપીઓને રાક્ષસ અને અનાચારીઓને પિશાચ માનું છુ. હવે નિષ્પક્ષપાતે ન્યાયદૃષ્ટિથી જરા વિચારીયે, તો જેણે પોતાનાં પુસ્તકોમા સર્વથા વેદવિરૂદ્ધ, અસત્ય અને વિવેક બુદ્ધિથી રહિત અશુદ્ધ લેખ લખ્યા છે, તે દયાનદ સર્વથા અવિદ્વાન હતો, તે પોતાના લેખાનુસાર અસુર ઠર્યો. અને વળી એમના આર્યસમાજમાં પણ એવા ઘણા મેંબરો અવિદ્વાન, પાપકર્મ કરનારા અને અનાચારી પણ હશે, તેઓ સર્વે મહર્ષિએ મારેલી લેખની મેખ પ્રમાણે અસુર રાક્ષસ અને પિશાચ થયા; માટે પ્રત્યેકને આર્ય કહેવા એ સર્વથા અશુદ્ધ અને દયાનંદજીના મન્તવ્યથી તો સર્વાંશે વિરૂદ્ધ છે.

સત્યાર્થપ્રકાશઃ સમુલ્લાસ ૩ જામાં ૩૭ મે પાને '**મનસા પરિક્રમણ**' લખેલ છે, અને પચમહાયજ્ઞવિધિમાં પણ લખ્યું છે કે.—'**अथ मनसा परिक्रमा मंत्रा**.' લોકોને દેવમંદિરોમાં અને યાત્રામાં પરિક્રમા અને પ્રદિક્ષણા કરતા જોઇને સ્વામીજીે પણ પો-

ત્માના નિરાકાર અને સર્વવ્યાપક ઇશ્વરની આસપાસ મનને ચોગર-દમ ફેરવવાની ઇચ્છા થઇ આવી લાગે છે! પરંતુ અનંત અને અ-ગોચર ઇશ્વરની આસપાસ મન કેવી રીતે ફરી શકે, તેનો પણ ખ્યાલ નથી કર્યો ?! **अवाङ्मनसगोचरम्** એવો વેદ અને પુરાણ જેને પ્રતિપાદન કરી રહ્યાં છે; તમે લોકો ઇશ્વરની પરિક્રમા કરવા ચહાતા હો, તો મોડેવહેલે મૂર્તિપૂજાને માન્યા વગર ઇશ્વરનું ધ્યાન, સ્તુતિ, ધૂપદીપ અને પરિક્રમા વગેરે કયાં કરી શકવાના હતા ? પછી આગળ સમુલ્લાસ ૧૧ ના ૩૩૩ મે પાને **यन्मनसा न मनुते**ના ભાવાર્થમાં લખ્યુ છે કેઃ—"જો મનસે '**इयत्ता**' કરકે મનમે નહીં આતા જો મનકો જાનત હૈ વગેરે" પહેલા મનસે પરિક્રમણ લખી પછી આપજ મનથી બહાર બતાવી દે છે. એ પરસ્પર વિરૂદ્ધ નાહ તો શું કહેવાય ? આખા સત્યાર્થપ્રકાશમા ભાગવત વગેરે પુરાણોમાં પરસ્પર વિરોધ દેખાડવાની કચાશ રાખી નથી; પરતુ આપના આ પચમ વેદ! (સત્યાર્થપ્રકાશ) માં પરસ્પર વિરોધ અને મનમાની કપોલ-કલ્પના તથા લીલા કેમ ?! તેનો જરા હેયુ હાથ રાખીને મહાશયો ખુલાસો કરશો કે ?

સત્યાર્થપ્રકાશ: પાને ૭૫ મે **येथमां वाचं**० એ મંત્રથી આપે મનુષ્ય માત્રને ( શૂદ્ર, ભૃત્ય, સ્ત્રી અને અતિશૂદ્રાદિ ) ને પણ વેદ ભણવાનો અધિકાર બતલાવ્યો છે, ત્યાં લખ્યુ છે કેઃ—"એકને માટે વિધિ અને એકને માટે નિષેધ તો ઇશ્વર પક્ષપાતી છે? મનુષ્ય માત્રને ઇશ્વરે પેદા કર્યા, તો સઉને વેદનો અધિકાર કેમ નહિ ?" (ભલે એમ માનો, તો પશુઓને પણ વેદ કેમ નથી ભણાવતા ?!) આ તો એવી વાત થઇ કે 'ટકે શેર ભાજી ટકે શેર ખાજાં—ગોળ ને ખોળ એક ભાવે.' અધિકારની વાત કહો છો તો અધિકાર પરત્વે ભેદ પણ હોય છેજ. જેમકે કોઇ માણસને ચાર છોકરા છે, તેમાંનો

એક કોર્ટમાં સિરસ્તેદાર છે, બીજો વકીલાત કરે છે, ત્રીજો ભણે છે અને ઘરનું કામકાજ કરે છે ત્યારે ચોથો નાદાન બુચો હોઇ આખો દહાડો રમે છે. હવે એ માણસે ચાર જાતના વસ્ત્ર મંગાવ્યાં, અને જેને જેવા વસ્ત્રનો અધિકારી જોયો, તેવા આપી તેમની ઇચ્છા પુરી કરી; તોપણ એ પિતા પક્ષપાતી નથી કહેવાતો. તેવીજ રીતે ઇશ્વરે ચારે વર્ણોનાં કર્મ યથાધિકાર સોપી દીધા છે. બ્રાહ્મણને જે ફળ ગાયત્રી જપથી થાય છે, તેજ શદ્રને દ્વાદશાક્ષર મંત્રથી થઇ શકે છે. તો પછી પક્ષપાત કેવો ? પક્ષપાતી તો એ થાય કે ફળમાં ભેદ રાખે. અને જો કદાચ એમ પક્ષપાત થતો હોય, તો સત્યાર્થ-પ્રકાશ ૧૩૭ મે પાને સંન્યાસનો કેવળ બ્રાહ્મણનેજ અધિકાર કેમ બતાવ્યો, શદ્રાદિકને શા માટે નહિ બતાવ્યો ? । સંન્યાસગ્રહણમાં બ્રાહ્મણના અધિકારની અધિકતા બતાવી, તો વેદના અધિકારી બ્રાહ્મણને ગણવામાં કઈ પક્ષપાત છે જ નહિ. અને તેથી શદ્ર અને અતિશદ્રને વેદનો અધિકાર બતાવવામાં તો દયાનંદજીની સાફ ભૂલજ છે. દયાનંદ નિષ્પક્ષપાતી અને વિચારશીલ હોત, તો શદ્રને સંન્યાસ ગ્રહણના અધિકારથી દૂર શા માટે રાખત ? '

પરસ્પર નમસ્તે કરવાથી મુનશી ઇન્દ્રમણિએ હરદ્વારમાં દયાનંદ સાથે વિવાદ કર્યો, તેમા મધ્યસ્થ ઈટાવા નિવાસી પંડિત ભીમસેન શર્મા થયા હતા, તેમણે બે તરફની તકરાર સાંભળીને અન્તે કહ્યું કેઃ—'પરસ્પરમાં નમસ્તે કરવા એ અયોગ્ય છે.' પણ દુરાગ્રહથી હઠીલા દયાનંદે એ ચુકાદો માન્ય ન રાખ્યો, ત્યારે મુનશીજીએ મુરાદાબાદમા ફરીથી એ તકરાર ઉઠાવી, ત્યારે ત્રીજે દહાડે ઘણા માણસોની સામે સ્વામીજીએ હાર સ્વીકારીને પોતાને મોઢે કહ્યું કેઃ—"વસ્તુત. પરસ્પરમાં નમસ્તે કરવા અનુચિત છે, અને નિઃસંદેહ અયોગ્ય પણ છે." દયાનંદે કદી કોઇને નમસ્તે કર્યા નથી અને ચીઠ્ઠી-

પત્રીમાં લખ્યા પણ નથી. વિવાદમાં પોતે હારી જઇ નમસ્તે કહેવા અયોગ્ય હોવાનું કબૂલ કર્યું છે, પોતે કોઇની સાથે નમસ્તે કરતા કહેતા કે લખતા નહોતા; છતાંપિ પોતાના લાડીલા ચેલાઓને **नमस्ते** કરવાની આજ્ઞા આપી ગયા છે, અને દભી દયાનંદે બે બાજુ ઢોલકી બજાવી છે. પરતુ **नमस्ते=न+मस्ते** મસ્તક (માથા)માં કંઇ નથી, ખાલી શૂન્યકપાળી છે એવું પરસ્પર એક બીજાને દયાનદીઓ કહે છે તે છે તો યથાર્થ. માથામાં નથી બુદ્ધિ, જ્ઞાન કે સારાસાર વિચારશક્તિ, કે નથી કપાળમાં ગધ, અક્ષત, કુંકુમ, ચદન ભસ્મ કે તિલક; ખાલી શૂન્ય કપાળીજ છે, માથામા ભુસુજ ભરેલું છે.

યજુર્વેદ ભાષ્યમા અધ્યાય ૨૧ મંત્ર ૫૨ મા સ્ત્રીની છાતી (સ્તન) પકડવાની વિધિ લખી છે. ધન્ય સ્વામીજી' આપ તો ચહાય તે કરી શકો'! વળી યજુર્વેદ અ૦ ૨૧ મત્ર ૬૦ મા દયાનંદજી પોતાના શિષ્યોને માટે લખે છે કે.—"પ્રાણ અપાનને માટે (**छागस्य**) બકરા સાથે અને વાણીને માટે મેઢા સાથે તથા પરમ ઐશ્વર્યને સારૂ બેલની સાથે ભોગ કરો.' વાહ વાહ !' શી દયાળુતા, કેવી અદ્‌ભુત ફિલોસોફી?' હવે દયાનંદીઓને તો ખર્ચ પણ નહિ કરવો પડે' અને લગ્ન કરવાની પણ જરૂર ન રહી. કેમકે પોતાના વેદની વિધિ વિરૂદ્ધ સ્ત્રીની સાથે ભોગજ નહિ કરે, ઇચ્છા થશે કે બકરા, ઘેટા યા બેલની સાથે ભોગ કર્યા કરશે '!! અક્કલ તો ઠીક દોડાવી છે અને યુક્તિ પણ સારી કાઢી છે; પણ સરકારનો પીનલકોડનો કાયદો જોયો છે કે તેથી શું ફળ મળશે? સખ્ત મજુરીની કેદ. ઘંટીમાં આટો દળવાનું કે ચુનો ટીપવાનુ તૈયાર છે. ખેદની વાત છે કે દયાનંદજી ઉટપટાંગ જે વાતો લખી ગયા તે હૈયાફુટા સમાજીઓ સાચીજ માને છે. અંધશ્રદ્ધા અને અંધગુરુપરપરાનો આનાથી બીજો કિયો સરસ દષ્ટાંત જડવાનો હતો ?! દેશનું દુર્ભાગ્ય છે કે જ્યાં

ઊર્ધ્વરેતા (જેનું વીર્ય કદી નીચે નથી આવ્યું, પણ સદા ઉપરજ ચઢયું છે.) થતા હતા, ત્યાં આવી નિન્દિત અને ધૃણિત શિક્ષા ફેલાવવામાં આવે, અને એવા ભોગલાલસા અને વિષયવાસનાથી ભરેલા અર્થ કરનારને-ગંડુગુમાસ્તે મૂર્ખમંડળી મુક્તકંઠે મહર્ષિ કહ્યા કરે!! આવા ચક્રમ્ અને શિશ્નોદરપરાયણ ખોટા બોધ માનનારાથી શી દેશોન્નતિ થવાની હતી? અને દેશનું ક્યાદર શું પીટવાનું હતું?! ભાઇઓ, જોયો દયાનંદનો વેદભાષ્યનો ભડકો?'

આગળ યજુર્વેદ અ૦ ૨૪ મંત્ર ૨૩ માં દયાનંદજી ઉલુક-ઘુવડ પાળવાનું લખે છે. શી મજાહની વાત છે? આખી દુનિયા મેના, પોપટ, ચંડૂલ, કબુતર, બુલબુલ, કાકાકૌઆ, મોર પાળે છે, ત્યારે સ્વામીજી સૌથી ન્યારા પંથ ચલાવવા વેદાનુકુળ ઉલ્લુ પાળવાનું ફરમાવે છે. ભલે દયાનંદીઓ ગુરૂજીની આજ્ઞા પાળે, અને ઘુવડ પાળી ઉલ્લુ બને. આ અનિયંત્રિત સ્વતન્ત્રતાના જમાનામાં જેને ગમે તે ધર્મ પાળે, રોકનાર કોણ છે? કોઇ નથી. ત્યાર પછી અધ્યાય ૨૫ મંત્ર ૧ માં સ્વામીજી એ જે અશ્લીલ શબ્દ લખ્યા છે. તેથી સહજ પ્રશ્ન થાય છે કે.—દયાનંદીઓ! કહો જે, વેદ સત્‌શિક્ષક સંપૂર્ણ વિદ્યાઓનો ભંડાર છે, કે કોઇ વ્યભિચાર શિક્ષક અને વર્ધક આધુનિક મદન મહાતમ બઢાવનાર પુસ્તક છે જે વેદમંત્રોની અપૂર્વ શક્તિ અને અદ્‌ભુત ચમત્કાર ઋષિયોએ કહેલો છે, તેના દયાનંદે કેવા વિપરીત અને ખોટા અર્થ કર્યા છે?' અધ્યાય ૨૫, મંત્ર ૭ માં સ્વામીજી પોતાના શિષ્યોને શિક્ષા દે છે કે.—અંધ સાપોને ગુદાથી પકડયા કરો. વળી અ૦ ૨૫ મંત્ર ૪૪ માં એક એક ગર્ધવ-રાસભજી બાંધવાનું લખે છે, તો ભલે આર્યસમાજીઓ એક એક ગધેડું ઘેર બાંધે અને સ્વામીજીના ફરમાન પ્રમાણે વેદાનુકૂળ વર્તે! અ૦ ૨૭ મંત્ર ૩૪ માં વિદ્વાનોને જમાઇના સમાન લખ્યા છે. અ૦ ૩૭ મંત્ર ૭ માં લખે છે કેઃ-ઇશ્વર અમારા

બાઇઓને ઘોડાની લાદથી તપાવે છે! સાબાશ છે ઇશ્વરને અને ધન્ય છે તેવા ભાષ્યકારને ! અ૦ ૨૯ મંત્ર ૪૦ માં સ્ત્રી માતાના તુલ્ય લખી છે; સ્ત્રીને માતાના તુલ્યની ઉપમા આપનારની મોબાગ્ર બુદ્ધિની પણ બલિહારી છે ! અ૦ ૨૮ મંત્ર ૩૨ માં સ્વામીજી મનુષ્યોને સમજાવે છે કેઃ—" સાઢ ગાયોને ગર્ભિણી કરે છે, એમજ તમે સ્ત્રીઓને કરો.' વાહરે સ્વામીજી! શો પશુ ધર્મનો ઉપદેશ કર્યો છે ? ! વળી અ૦ ૨૬ મંત્ર ૧ મા નિરાકાર ઇશ્વરની સ્ત્રી લખી છે, એટલે નિરંજન નિરાકાર માનેલા ઇશ્વરને પણ સ્વામીજીએ પરણાવી જ દીધો !

દયાનંદીઓ મહીધર અને સાયણના વેદ ભાષ્યોને અશ્લીલ અને ખોટા કહે છે, પણ ઉપરના નમુનેદાર વેદભાષ્યના ઉતારા ઉપરથી તો સર્વ કોઇને સારી પેઠે સમજાશે કે દયાનંદના વેદભાષ્ય બિલકુલ ખોટા, અસંભવિત, અશ્લીલ, અને કપોલ કલ્પિત છે. તેમના આવા વેદભાષ્ય ગુરૂકુળમાં બ્રહ્મચારીઓને ભણાવવા છે, અને વેદપ્રચાર કરી દુનિયા ઉંધી વાળવી છે, જેને માટે એ દુરાગ્રહી જડ વક્ર દુર્મતિ દયાનંદીઓ ગુરૂકુળ અને વેદપ્રચારનો ફૂંડો ઉપાડીને ફંદ ઢોંગ ધતિંગો કરી લોકો પાસેથી પૈસા કઢાવે છે. પણ બંધુઓ ! સાવધાન આંખ ઉઘાડીને જુઓ ! તેમના વેદભાષ્યમાં શો ભલીવાર છે ઉપર થોડાક ઉતારા આપ્યા છે તેથી ખાત્રી થશે કે દયાનંદના વેદભાષ્ય સત્કાર કરવા લાયક નથી, અને તેવા વેદભાષ્ય દ્વારા વેદપ્રચાર થાય તે ઇષ્ટ પણ નથી અને ગુરુકુળમાં છોકરાઓને એવા ભાષ્યવાળા વેદ ભણાવે, તે પણ તદ્દન નાપસંદ કરવા જોગ છે. તેથી અપાત્રે અને કુપાત્રને દાન આપી નરકના અધિકારી ન થવાય, તેને માટે ચેતતા રહી તથા લાગતા વળગતાને ચેતવણી આપતા રહી ભુલેચુકે તેવા પાખંડ પ્રસારક ગુરૂકુળ અને વેદપ્રચાર ફંડમાં પાઇ પણ આપવી કે અપાવવી નહિ. આ સૂચના, ભલામણ, ચેતવણી અને વિનવણી ઉપર મનેલા સાવધ થઇને,

તન ધર્માનુયાયી ભાઇઓ અને બ્હેનો ધ્યાન આપશે જ. મહર્ષિનો વૈભવ, તર્કશક્તિ, સત્યનિષ્ઠા, જ્ઞાનશક્તિ અને પ્રામાણિકતા પણ ડાં અદ્‌ભુત છે. પોતે અસ્થિર મનના હોઇ ભાંગ પી ચકચૂર થઇ મેહોશીમાં પડી રહેના અને તરંગમાં આવે તેમ 'કહીંકી ઈંટ કહીંકા રોડા, ભાનમતીને કુનબા જોડા' એની પેઠે વેદ, સ્મૃતિ કે પુરાણમાના કોઇ પણ શ્લોકના પહેલા છેલ્લા કે વચલા ગમે તે ચરણનો હવાલો આપી તેની નીચે મનમાની ટીકા અને અર્થ લખી ઓઠવી દેશે કે, અમુક વેદમાં ફલાણી સ્મૃતિમા કે ફલાણા પુરાણમાં અમુક આ બાબત વિષે આમ કહ્યુ છે. સત્યાર્થપ્રકાશમા અક્રૂર અને પ્રહલાદજીના સબંધમાં ભાગવતના જે શ્લોક ટાકી બતાવ્યા છે, તે અધુરા અ...ર્થ અને ખોટા છે. અને વળી તેના અર્થ અને ટીકા લખવામા ... પાંડિત્ય ડોહોળ્યુ છે તે અક્ષતવ્ય હોઇ તિરસ્કારને પાત્ર છે અ..રજી શ્રીકૃષ્ણ ભગવાનને મથુરા તેડી ગયા, તે પ્રસંગનો ભાગવત સ્કંધ ૧૦ અ૦ ૩૯ શ્લોક ૩૮ મો છે, તેનુ ત્રીજું ચરણ रथेन वायु वेगेन લખીને પછી जगाम गोकुलम्प्रति ॥ भा० स्कंद १० अ० ३८ श्लोक २४ એવો ઉતારો સત્યાર્થ પ્રકાશ સંવત ૧૯૫૪ ની પાંચમી આવૃત્તિના ૭૬૦ મે પાને આપેલો છે. પણ जगाम गोकुलंप्रति ભાગવતના કિયા શ્લોકનું પાદ છે, તે કોઇ દયાનંદી બતાવી આપી મહર્ષિની માનરક્ષા કરવાને બહાર પડતો નથી, એ સખેદાશ્ચર્યની વાત છે. સત્યાર્થપ્રકાશની ભૂમિકાના પાને છઠ્ઠે લખ્યુ છે કે—"જે કોઇ આ ગ્રંથકર્ત્તાના તાત્પર્યથી વિરૂદ્ધ મનશાથી દેખશે, તેને કઇ પણ અભિપ્રાય વિદિત નહિ થાય. કેમકે વાક્યાર્થબોધમાં આકાંક્ષા, યોગ્યતા, આસત્તિ અને તાત્પર્ય; એ ચાર કારણ હોય છે" આ લેખથીજ જણાઇ આવે છે કે મહર્ષિએ જેટલા ગ્રંથ જોયા છે, એમાંથી કોઇનો પણ અભિપ્રાય તેમને વિદિત નથી થયો. ત્યારે તો શ્રીમદ્-

ભાગવત આદિ પૂજ્ય ગ્રંથોના અભિપ્રાય જાણ્યા વગર જ એ ગ્રંથ પર જૂઠા આક્ષેપ કર્યા છે. ની

સ્વામીજી લખે છે કે—જે પદની સાથે જેનો સંબંધ હોય તેન- સાથે એ પદ બોલવું કે લખવું તે 'આસત્તિ'. જેને માટે વક્તાએ શબ્દોચ્ચારણ કે લેખ કર્યો હોય, તેની સાથે એ વચન વા લેખને યુક્ત કરવું, તે 'તાત્પર્ય' આ બે નિયમો વિરૂદ્ધ મંત્રસ્થ અને શ્લોકસ્થ પદોમાં સર્વત્ર વક્તાના તાત્પર્યને સમજ્યા વિના મનમાં આવ્યુ તેમ પદોનો સબંધ કર્યો છે. અને જાણીબુઝીને પોતાની મતલબ સાધવા માટે અર્થના અનર્થ પણ કરી નાંખ્યા છે. સ્વામીજી એ આવા ગોટાળા સત્યાર્થપ્રકાશ, સસ્કારવિધિ વગેરે પોતે રચેલા ગ્રંથોમાં ઘણે ઠેકાણે વાળેલા છે. અને તે બધુ સત્યાર્થપ્રકાશસમીક્ષા, દયાનંદમત વિદ્રાવણ, યજુર્વેદ ભાષ્યની સમીક્ષા, મુક્તિપ્રકાશ, દયાનંદતિમિરભા- સ્કર, અને હાલમા પંડિત શ્રીકાલુરામશાસ્ત્રી (મુ અમરૌધા-કાનપુર) તરફથી પ્રકટ થતા ધર્મપ્રકાશમા ઘણી સારી રીતે તોડીફોડીને ખુલ્લું કરી દીધેલુ છે. એટલે અહીં વિશેષ લખવુ અનુચિત સમજીએ છીએ. વેદ અને મનુસ્મૃતિ વગેરેના કેટલાક શ્લોકો ટાંકી પોતાનો પક્ષ સા- બિત કરવાનાં ફાંફા મારે છે ખરા, પણ તે શ્લોક આખા છાપતા હોય, અને શા પ્રસંગના છે અને તેની આગળપાછળના શ્લોકોમા શુ કહ્યું છે તે જણાવતા હોય, તો તેથી આર્યસમાજીઓની પોલ ખુલી જાય એમ છે. અને તેટલા માટે જ મહર્ષિજીએ અમુક ગ્રંથના અમુક શ્લોકના અમુક પદના શબ્દો ફાવ્યુ ત્યાં ઓઠવી દઇ, વેદમા આમ કહે છે, મનુજીએ આમ કહ્યુ છે, ભાગવતમાં આવી ગપ મારી છે; વગેરે ફડાકા મારવાનુજ કામ માત્ર કરેલું છે.

શિવ, બ્રહ્મા, વિષ્ણુ, નારાયણ, હરિ વગેરે ઇશ્વરના ૧૦૦ નામ આગલા સત્યાર્થપ્રકાશમા બતાવ્યા હતા. અને પછી ૧૫ મે પાને

હવે કહો કે આમાં સત્ય શું
આપના નામ બતાવો ? કેમકે
તો, અને ઇશ્વર માનીએ તો
કહે છે કે –हरिः ॐ, ના-
ારુદ્ધ છે. વળી પ્રથમ સમુલ્લાસના
મ શિવાયનમ સીતારામાભ્યાં-
ત્યાદિ લેખ જોવામાં આવે છે,
વેરુદ્ધ હોવાથી મિથ્યા જ સમજે
માં કહીં એવા મગલાચરણ જો-
ગ્રંથોમા ओ३म् તથા अथ શબ્દ
। તો દેહાન્ત થઇ ગયો છે અને
ા ઉચિત છે કે તેમના ચેલાઓ
દ્યદાનન્દેશ્વરાયનમઃ। अथ ॐ
છે ? પ્રથમ ગ્રાસે મક્ષિકા, મગળા-
આચરણ' યજુર્વેદ અધ્યાય ૧૬ ના
ાવે છે, છતા તેને વેદવિરુદ્ધ જણાવા
ાસ્તિકો વેદનિન્દકઃ એ સ્વામીજીને
મહર્ષિ નાસ્તિક પણ ઠર્યા.

૮૪ મા પાને ૨૫ મે લખે છે કે –
જે જગ ... ન જીવોની સખ્યા (ગણના) કરે છે,
તેથી પરમેશ્વરનુ નામ કાળ છે. વાસ્તવમાં જીવ અનત છે, તેની
સખ્યા કહેવી સર્વથા અશુદ્ધ છે. દયાનંદી સમાજીઓ 'બાબા વાક્ય
પ્રમાણં' માની વેદાનુકુળ હોય તેજ માનવાની હઠ અને દુરાગ્રહ કરી
વેદપ્રચારનો પાખડ મચાવી બેઠા છે; તે મહાશયો વેદમાં જીવોની

સંખ્યા દેખાડશે કે ? પાને ૨
ધ્યાનથી માંડીને પૂરી વિદ્યા ૨
આનથી સતાનને ઉપદેશ કરવે
બંબડ ભાષ્યકારને ભાન નથી
ળકને ન ધવરાવે, અને દુધ ૨
ત્રવિત ન થાય તેવી ઔષધ
અને પુરૂષ વીર્યનુ મન્જન કરે.
છે. ધન્ય છે નૈષ્ઠિક બ્રહ્મચારી ૨૯
અધ્યાય ૮ મત્ર ૫૧ ના પદાર્થમા
તાનું દુધ પીયે કહો આ પરસ્પર
મેઃ—ઉપવાસ કરનો એ અસત્ય છે
માહાત્મ્ય પુરાણે મા નખેલા હોવાથી
છે. પણ કસાઇના પાત્રાઇ જેવા ૬૫
૧૯૩૩ મા ૫૬ મે પાને યજ્ઞોપવિત
ઉપવાસની આજ્ઞા શા માટે લખી છે
વાથી દુર્ગન્ધ થાય છે. માટે બાળવુ
ફેંકી દેવુ કે શિયાળ કાગડા કુતરાં ખાઃ
લખેલી વિધિપૂર્વક શરીર બરાબર ઘી .
તગર કપુર વગેરે લેઇ કરવી. દયાનન્દી અન
સત્યવક્તા માનતા હોય તો શવદહનનો ત્યાગ ૫૦ . અથવા
તો પોતાનાં ઘરના મરે તેમને જંગલમાં ફેંકી દે.

—ઇતિ શ્રી દયાનન્દ દભ દર્પણ પ્રથમ ભાગ.—